# પુનરાવર્તન 2

**1. નીચેના વિષયો પર પાંચથી સાત વાક્યો લખો :**

(1) મારું બાળપણ (2) મારા ગામનું પાદર (3) ઉનાળાની બપોર

**2. 'વર્ષાઋતુ' વિશે આઠ-દસ વાક્યો લખો.**

**3. નીચેના પ્રશ્નોના ઉત્તર આપેલા વિકલ્પોમાંથી શોધીને લખો :**

(1) વરસાદ વરસ્યા પછી સીમ કેવી બને છે ?

(ક) કંકુવરણી (ખ) સોનાવરણી (ગ) ઘઉંવરણી (ઘ) રક્તવરણી

(2) કહળસંગ ગાડું જોડીને ધંધૂકે શું કરવા ગયા હતા ?

(ક) હટાણું (ખ) ફરવા (ગ) ગામ જોવા (ઘ) ગોળ લેવા

(3) નોકરને જવાબ શીખવનાર કોણ હતું ?

(ક) અકબર (ખ) બિરબલ (ગ) બેગમ (ઘ) ફાંસીગર

**4. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(1) પાઘડીપને કયા બે પ્રદેશ પથરાયેલા છે ?

(2) બુંદેલખંડનો રાજા પરત કેમ ફર્યો ?

(3) સાહેબને આવતા જોઈ છોકરાં શું કરતાં ?

**5. નીચેની કાવ્યપંક્તિઓનો ભાવાર્થ લખો :**

(1) નદિયુંનાં જલ નીતર્યાં
લોકોમાં લીલાલ્હેર રે...

(2) હિંમત તારી ખોતો ના, સ્વાર્થ સામે જોતા ના;
શિસ્ત, શાંતિ ને સેવાનો તું, પાઠ સૌને આપ્યે જા.

**6. નીચેની પંક્તિઓ કયા કાવ્યની છે તે લખો :**

(1) લીલો કંચન બાજરો ને ઊજળો દૂધ કપાસ રે...

(2) અંતરને અજવાળી વીરા...

(3) રંગેસંગે કામ કરીએ થાય મલક આબાદ રે...

(4) દુર્ગમ પંથ કાપ્યે જા.

**7. નીચે ‘અ’ વિભાગમાં કૃતિનાં નામ આપ્યાં છે. સામે ‘બ’ વિભાગમાં તેના કર્તાનાં નામ આપ્યાં છે. તેને યોગ્ય રીતે જોડો.**

| ‘અ’ | ‘બ’ |
|---|---|
| (1) મહેનતની મોસમ | સંતબાલ |
| (2) લેખણ ઝાલી નો રહી... | નાથાલાલ દવે |
| (3) પગલે પગલે | કિશોરસિંહ સોલંકી |
| (4) પાદર | જોરાવરસિંહ જાદવ |

**8. (ક) નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો આપો :**

(1) જિગર (2) પ્રસંગ (3) ગોંદરું (4) વિસામો

**(ખ) નીચેના શબ્દોના વિરુદ્ધાર્થી શબ્દો આપો :**

(1) આભ (2) હિંમત (3) દુર્ગમ (4) અજવાળું

**(ગ) નીચે આપેલી સંજ્ઞાઓનું વર્ગીકરણ કરો :**

હાસ્ય, ફૂલ, કબીરવડ, દૂધ, હૂંફ, નદી, અકબર, પાણી, બાચકું, સ્મિત, લીમડો, ધરતી, ઘઉં, સભા, ધૈર્ય, પંખી, રવિશંકર મહારાજ, સ્નેહ, ટુકડી, શેઠ, પંચ, ઘી, તાંબુ, કહળસંગ.

| વ્યક્તિવાચક | જાતિવાચક | દ્રવ્યવાચક | સમૂહવાચક | ભાવવાચક |
|---|---|---|---|---|
| | | | | |

(ઘ) નીચેના રૂઢિપ્રયોગોના અર્થ આપી, વાક્યમાં પ્રયોગ કરો :

(1) વ્હાણાં વાઈ જવાં

(2) લાલપીળા થઈ જવું

(3) લહાવો લેવો

**9.** **પાઠ્યપુસ્તકમાંથી કોઈ પણ એક ફકરો સ્વચ્છ અને સુંદર અક્ષરે તમારી નોટબુકમાં લખો.**

**10.** **ક્રમાંક 5થી 7ની કૃતિમાં આવતી તમને મનપસંદ કોઈ પણ કવિતાનું ભાવવાહી ગાન અને લેખન કરો.**

• • •